

અમિતગતિ આચાર્યકૃત

# સંસ્કૃત સામાયિક પાઠ

(ગુજરાતી ગદ્ય પદ્ય અનુવાદ સાથે.)


અનુવાદક તથા પ્રકાશક

**સુખલાલ જીવરાજ શાહ, બી. એ.**

બનાસકાંઠા એજન્સીના મે. પોલિટીકલ
એજન્ટ સાહેબના શિરસ્તેદાર, **પાલણપુર.**



વીર સંવત ૨૪૫૫.


**કિંમત પોણો આનો.**

(જ્ઞાનપ્રચારના હેતુથી આ કાવ્ય પ્રસિદ્ધ કરેલ હોવાથી પડતર કીમત રાખવામાં આવી છે.)





અમિતગતિ આચાર્યકૃત

# સંસ્કૃત સામાયિક પાઠ

## [ગુજરાતી ગદ્ય પદ્ય અનુવાદ સાથે]



અનુવાદક તથા પ્રકાશક

**સુખલાલ જીવરાજ શાહ,** બી. એ.

બનાસકાંઠાના મે. પોલિટીકલ એજંટ

સાહેબના ચીફ કલાર્ક, **પાલણપુર.**



સંવત ૧૯૮૨ — આવૃત્તિ ૧ લી

સને ૧૯૨૬ — પ્રત ૧૦૦૦



પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કર્સમાં સી. એમ. મોદીએ છાપ્યું

ઠે. ખાડીયા, જેઠાભાઇની પોળ-**અમદાવાદ.**



**કિંમત પોણો આનો.**

(જ્ઞાનપ્રચારના હેતુથી આ કાવ્ય પ્રસિદ્ધ કરેલ હોવાથી
પડતર કીંમત રાખવામાં આવી છે.)

મ્હારાં પ્રાતઃસ્મરણીય માતુશ્રી

**સંતોકબાઇ**

નું પવિત્ર નામ—સમર્થ અમિતગતિ આચાર્યના

પ્રભાવશાળી સામાયિક પાઠ કાવ્યના

આ ગુજરાતી પદ્યાત્મક અનુવાદ

સાથે જોડતાં મને આનંદ

થાય છે.

રામનવમી
સંવત ૧૯૮૨. }

**અનુવાદક.**

# નિવેદન.

સંસારની માયાજાળમાં ફસાઇ ગએલા મારા જેવા શખ્સના હાથે એક અત્યંત પ્રભાવશાળી કાવ્યનો ગુજરાતી અનુવાદ થવા કેમ પામ્યો તે જાણવાની વાંચકોને ઇચ્છા થશે. સંવત ૧૯૮૧ ના ઉન્હાળામાં લીંબડી સંપ્રદાયના વિદ્વાન મુનિ નાનચંદ્રજી પાલનપુર આવતાં મારે તેમને મળવાનું થયું. તે મુનિએ આ સંસ્કૃત કાવ્યના ૨૫ શ્લોકો પોતાના સંસ્કૃત કાવ્યાનંદ ભાગ ૨-૩ માં પ્રસિદ્ધ કર્યા છે તે તરફ મારૂં લક્ષ ખેંચ્યું, અને નિત્યપાઠ તરીકે કાવ્યનું ચિંતવન કરવા ભલામણ કરી. કાવ્ય આધ્યાત્મિક ભાવોથી ભરપુર મને જણાયું અને તેમાં રસ લાગવાથી મને તે મુખપાઠ થયું.

આ કાવ્ય પ્રભાતમાં હું ઘણી વાર ગાતો. એક વાર મારા અ. સૌ. પત્ની શ્રીમતી પાર્વતીએ તથા બીજા મિત્રોએ આ કાવ્યના પદ્યાત્મક ગુજરાતી અનુવાદની આવશ્યકતા જણાવી. ત્યારબાદ ગઇ દીવાળીના અરસામાં લીંબડી સંપ્રદાયના બીજા મુનિશ્રી. ભાઇચંદ્રજીનું પાલનપુર આવવું થતાં તેમના સમક્ષ આ કાવ્ય ગાતાં તેઓએ મને કહ્યું કે આ કાવ્ય તે દિગંબરી બંધુઓનો સામાયિક પાઠ છે. આ નવી હકીકતથી હું બહુ ચકિત થયો, અને ગુજરાતી અનુવાદ કરવાનો મારો દૃઢ નિશ્ચય થયો. પછી ફુરસદ મળતી

ગઇ તેમ અનુવાદ કરી આજે હું તેને વાંચકો સમક્ષ રજુ કરૂં છું.

અનુવાદ થયા પછી આ સામાયિક પાઠનું હિંદીમાં ભાષાંતર થયું છે તેવું મેં સાંભળવાથી તે પુસ્તક મંગાવવા પ્રયાસ કર્યો, અને પાલનપુરના ઝવેરી સુરજમલભાઇ લલ્લુભાઇ મારફત લખનૌ નિવાસી બ્રહ્મચારી શીતલપ્રસાદજી એ સંગ્રહ કરેલ હિંદી ભાષાંતર વાળો તથા ગુજરાતી ભાષાંતરવાળો સામાયિક પાઠ સુરતના દિગંબર જૈન પુસ્તકાલય મારફત મને મલ્યા. આ બન્ને પુસ્તકની કીંમત ફકત દોઢ આનો છે અને પહેલું પુસ્તક શ્રી જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય મુંબાઇ, અને બીજું દિગંબર જૈન પુસ્તકાલય, ખપાટીયા ચકલા, તારાવાલાકી પોળ સુરત, એ જગોએથી મળી શકશે. જે વાંચકોને તે જોવાની મરજી હોય તેમણે ત્યાંથી મંગાવી લેવાં. આ વિદ્વાન ધનાઢ્ય તથા સંસ્થાએ ઉપરનાં પુસ્તકો મને મોકલવા માટે લીધેલ તકલીફની હું નોંધ લઉં છું.

આ પુસ્તકો મળતાં આ કાવ્યના કર્તા અમિતગતિ છે તેમ મારા જાણુવામાં આવ્યું, અને કાવ્ય ૨૫ ને બદલે ૩૨ શ્લોકનું છે તે પણ મેં જોયું. અમિતગતિ સુરી કઇ સાલમાં થયા અને તેમણે આ સિવાય બીજાં કયાં અને કેટલાં પુસ્તકો લખ્યાં છે તેની હું તપાસ કરૂં છું.

સને ૧૯૦૩ માં વઢવાણુ શહેરમાં પ્લેગ હોવાથી હું વિરમગામ જીલ્લામાં નળકંઠાના એક ગામમાં ત્રણુ ચાર માસ રહેલો હતો,

તે વખતે મારી ઉમર લગભગ ૧૭ વરસની હતી. કાંઇ પણ કામ ન હોવાથી ગામના કામદાર, તલાટી, તથા પટેલોને ખુશ કરવા મેં "નળકંઠા" વિષે એક હરિગીત બનાવેલો હતો. ત્યાર પછી; ૨૩ વરસ પછી આ બીજો હરિગીત બનાવેલો છે. મારામાં કાવ્યશક્તિનો અંશ પણ નથી, પણ ફક્ત એક ઇચ્છાને પાર પાડવા આ પ્રયાસ કરીને આ અનુવાદ મેં કર્યો છે. તેમાં છંદ યા પ્રાસદોષ હશે તો વાંચકો ક્ષમા કરશે એવી આશા છે.

ખરી સામાયિક એ એક ઉમદા વસ્તુ છે. દરેક સામાયિક થોડા અગર વધુ લાભ આપે છે. જેઓ અશુદ્ધ સામાયિક કરે છે તેમના મનના વ્યાપારો થોડા વખત પણ થોડા ઘણા બંધ રહેતા હોય તો તેઓને પણ કેટલેક અંશે લાભ કરનારી છે.

આ સામાયિક પાઠ દિગંબરી બંધુઓનો છે, તેથી શ્વેતાંબરી બંધુઓથી તેનું મનન ન થાય તેવી ખોટી ધર્માંધતાથી નહિં દોરાતાં તેમાં રહેલા ઉચ્ચ ભાવો તથા આત્માપર તે કેવી અસર કરે છે તે વાંચકોએ પોતે જ વાંચી વિચારી અને મનન કરી જોઇ લેવું એવી મારી વિનંતી છે. મને તેમાં અપૂર્વ રસ જણાયો છે અને મારા વાંચકોને પણ ઉંડી અસર કરશે એવી મને આશા છે. જો કોઇ વાંચકો સુધારા વધારા સુચવશે તો ઉપકાર સાથે ધ્યાનમાં લેવામાં આવશે.

લીંબડી સંપ્રદાયના શતાવધાની પંડિત મુનિરત્ન રત્નચંદ્રજીએ

આ અનુવાદનાં ૨૫ પદ તપાસ્યાં હતાં. સ્થાનકવાસી જૈન સંપ્રદાય રૂપી આકાશમાં પોતાના ચારિત્ર અને વિદ્વત્તાથી શોભતા ચંદ્ર સમાન આ સંત પુરૂષે લીધેલ તકલીફ માટે તેઓશ્રીનો હું અત્યંત આભારી છું.

વાંચકોની જાણ માટે દિગમ્બરી બંધુઓની સામાયિક વિધિ પણ આપવામાં આવી છે, અને તે દિગંબર જૈન પુસ્તકાલયે મને મોકલેલ સામાયિક પાઠ જે સુરતના ર. રા. મુળચંદ કરસનદાસ કાપડીઆએ પ્રસિદ્ધ કરેલ છે તેમાંથી અક્ષરશ: લેવામાં આવેલ છે.

આ અનુવાદની ફક્ત પડતર કીંમત રાખવામાં આવી છે અને ઉપજેલ પૈસામાંથી બીજી નવી નકલો છપાવવાનો નિશ્ચય કર્યો છે. પરોપકાર માટે આ કાવ્યનો ગુજરાતી–અનુવાદ કોઇ ગૃહસ્થને અગર બ્હેનને વહેંચવા મરજી હશે તો તેમને તે અનુવાદ છપાવવા રજા આપવામાં આવશે. પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

પાલનપુર.<br>રામનવમી, વિક્રમાર્ક સંવત, ૧૯૮૨. } સુખલાલ જીવરાજ શાહ.<br>( વઢવાણવાળા )



# સામાયિક કરવાની વિધિ.

જેમ મુનિને માટે ત્રણ કાળ ( પ્રાતઃકાળ, મધ્યાન્હકાળ અને સાયંકાળ ) સામાયિક કરવું જરૂરનું છે, તેમજ ગૃહસ્થી શ્રાવકને માટે નિત્ય સામાયિક કરવું જરૂરનું જ છે. જે ત્રીજી પ્રતિમાધારી શ્રાવક છે તેમણે દરરોજ ત્રણે કાળ એટલે સવાર, બપોર અને સાંજે જઘન્ય ( ઓછામાં ઓછું ) એક મુહૂર્ત એટલે બે ઘડી ( ૪૮ મીનીટ ) દરેક કાળે સામાયિક કરવું ઉચિત છે. સામાયિકનો મધ્યકાળ ચાર ઘડીનો છે અને ઉત્કૃષ્ટ ( વધુમાં વધુ ) કાળ છ ઘડીનો છે તથા જેઓ ત્રીજી પ્રતિમાથી નીચેની શ્રેણીના શ્રાવક છે, તેઓ પોતાની શક્તિ મુજબ અને ઇચ્છા પ્રમાણે સામાયિકનો પાઠ કરવાવાળા છે. એવા અભ્યાસ કરવાવાળા ઓછામાં ઓછો એક કાળ (વખત) પણ સામાયિક કરે છે તથા તેમને માટે ૪૮ મીનીટનો નિયમ નથી. તેઓ પોતાના અવકાશ (વખત) મુજબ વધારે અથવા ઓછો સમય સામાયિક કરી શકે છે.

સામાયિકનો અભ્યાસ દરેક શ્રાવક અને શ્રાવિકાએ કરવો ઉચિત છે કેમકે શ્રાવકના જે નિત્યનાં ષટ્કર્મ (દેવપૂજા, ગુરુપૂજા સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન ) છે તેમાં તપ કરવું સામાયિકને આધિન જ છે. સૌથી પ્રથમ શુદ્ધ વસ્ત્ર પહેરીને એવી એકાંત જગ્યામાં જવું, કે જ્યાં ડાંસ, મચ્છરની બાધા ન હોય, વધુ

ઠંડી અથવા ગરમી ન હોય, સ્ત્રી અથવા નપુંસકનું આવવા જવાનું ન હોય અને ઘોંઘાટ ન હોય, એવું સ્થાન જીનમંદિર, ધર્મશાળા અથવા પોતાના ઘરનો જ કોઇ એકાંત ભાગ હોવો જોઇએ. પ્રાતઃકાળનો સમય સૌથી સારો છે. પથારીમાંથી ઉઠતાંની સાથે જ જે ગૃહસ્થ સ્ત્રીસંભોગથી મલીન ન હોય, તેમણે હાથ પગ ધોઇ વસ્ત્ર અપવિત્ર હોય તો તેને બદલી નાંખી સુકા ઘાસના અથવા દર્ભના આસન ઉપર કે સાદડી ઉપર સામાયિક કરવા બેસવું. સામાયિક કરનારે પોતાના આસન ઉપર પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને પ્રથમ બે હાથ લટકતા રાખીને પોતાના બન્ને પગોના આગળના ભાગોને ચાર આંગળના આંતરાથી રાખી તેમજ છાતિ અને મોઢું સીધું રાખી નાસિકા (નાક) સામે દૃષ્ટિ રાખીને કાયોત્સર્ગે ઉભા રહેવું અને મનમાં પ્રતિજ્ઞા કરવી કે જ્યાંસુધી હું સામાયિકની ક્રિયા કરીશ, ત્યાંસુધી અથવા તેટલા વખત સુધી મને બીજા સ્થાન અને પરિગ્રહનો ત્યાગ છે. પછી ૯ વખત અથવા ૩ વખત નમોકાર મંત્ર ધીરેથી અથવા મનમાં ભણીને સાષ્ટાંગ નમસ્કાર કરવા. ( બે પગ, બે હાથ, પીઠ, કમર, માથું અને છાતિ આ આઠ અંગોને નમાવવાને માટે ઘુંટણીએ બેસીને હાથ જોડીને અંગને જમીન સાથે વાળવું અને પગના તળીયાંને ઉંચા કરી માથું ભૂમિ ઉપર રાખવું, જે વખતે માથું બે હાથોની વચમાં જ આવી જશે. ) પછી એ જ પ્રમાણે

ઉભા થઇ ૯ વખત અથવા ૩ વખત નમોકાર મંત્ર ભણી પૂર્વ અથવા ઉત્તર દિશામાં બન્ને હાથ જોડી ત્રણ આવર્ત અને એક શિરોનતિ કરવી. આવર્તનો અર્થ એવો થાય છે કે બે હાથ જોડીને એ બન્ને હાથોને જમણી તરફથી ડાબી તરફ ફેરવવા. આ ક્રિયા ત્રણ વખત કરવી. પછી ઉભા રહીને જ પોતાનું માથું નમાવીને બન્ને જોડેલા હાથ ઉપર રાખવું, એ ક્રિયાને શિરોનતિ કહે છે. આ બન્ને ક્રિયા કરવાની મતલબ એ છે કે હું મન, વચન અને કાયાથી સર્વે દિશામાં આવેલા સર્વે સિદ્ધ ક્ષેત્રો, અતિશય ક્ષેત્રો, અકૃત્રિમ તથા કૃત્રિમ જીનમંદિરોને નમસ્કાર કરૂં છું. પૂર્વ અથવા ઉત્તરની તરફ એ પ્રમાણે કરીને પછી તે દિશાથી જમણા હાથની દિશા તરફની બીજી દિશા તરફ ઉભા રહીને નમસ્કાર કરવા, એટલે જો પહેલાં પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહ્યા હો, તો દક્ષિણ તરફ ફરવું અને પહેલાંની માફક નવ અથવા ત્રણ વખત નમોકાર મંત્ર ભણી ત્રણ આવર્ત અને એક શિરોનતિ કરવી. આ પ્રમાણે ચારે દિશાએ ત્રણત્રણ વખત ફરીને નમસ્કાર કર્યા પછી, એટલે જો પ્રથમ પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા હોઇએ તો છેલ્લે ઉત્તર તરફ એ પ્રમાણે નમસ્કાર કર્યા પછી ફરીથી પૂર્વ દિશા તરફ જ આવીને તે જ દિશા તરફ મોઢું રાખીને જે પ્રમાણે સૌથી પહેલાં મોઢું રાખ્યું હતું, તે જ દિશાએ પદ્માસન આસન કરીને

બેસી જવું. પદ્માસનનો અર્થ એવો થાય છે કે પ્રથમ જમણી જાંઘ ઉપર ડાબો પગ રાખવો અને પછી તેના ઉપર જમણો પગ ડાબી જાંઘ ઉપર રાખવો અને પછી ખોળામાં ડાબો હાથ નીચો રાખીને તે ઉપર જમણો હાથ એટલે ડાબી હથેલી ઉપર જમણી હથેલી રાખવી અને સીધા બેસવું. જો પદ્માસને બેસી ન શકાય તો અર્ધ પદ્માસને બેસવું. એ આસનમાં ડાબો પગ જાંઘની નીચે તથા જમણો ઉપર રાખવો અને હાથોને પદ્માસને રાખવામાં આવે છે તેમજ રાખવા. એ પછી શાંત મન રાખીને સામાયિક પાઠ સંસ્કૃત અથવા ભાષા જેનો અર્થ સારી રીતે સમજવામાં આવતો હોય, તે ધીમે ધીમે ભણવો. જો મોઢે ન આવડતું હોય તો પુસ્તક એક હાથમાં લઇને અથવા સામે બાજઠ ઉપર વિરાજમાન કરીને ભણવું. એ પછી નમોકાર મંત્રની ઓછામાં ઓછી એક માળા એકાગ્ર ચિત્તથી જપવી. હૃદયમાં આઠ પાંખડીના સફેત કમળનો વિચાર કરીને તેની દરેક પાંખડી ઉપર પીળા રંગના બાર બાર બિંદુ (છ એક બાજુ અને છ બીજી બાજુએ) વિચારવાં અને કમળના વચમાં બમે પાતરાંની જડ આગળ ત્રણ ત્રણ બિંદુઓ એટલે બાર બિંદુ વિચારવાં. એ પ્રમાણે સર્વે મળી ૧૦૮ બિંદુ પીળા રંગનાં ધ્યાનમાં રાખીને પ્રથમ પૂર્વ દિશાથી શરૂ કરી દરેક પાતરાપરનાં બાર બાર બિંદુઓ ઉપર દરેક વખત નમોકાર મંત્ર ભણતા જવા. એ

પ્રમાણે ૧૦૮ વખત પુરા કરીને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રના સ્મરણ માટે વધુ ત્રણ વખત ભણવા. આ કમળના જાપ છે. જો એ ન બની શકે તો હાથની આંગળીઓ દ્વારા જાપ કરવા. જો એમ પણ ન બની શકે, તો સફેત સુતરની અથવા બીજી હલકી માળા જમણા હાથમાં લઇને અંગુઠા ઉપર માળા રાખી અનામિકા (છેલ્લી આંગળીની જોડેની આંગળી) થી એકેક મણકો મૂકતા જઇ જપ કરવા અને ડાબો હાથ આસન (પલાંઠી) ઉપર જ રાખવો. એ પછી સ્થિર થઇને બાર ભાવના, ષોડશ કારણ ભાવના, દશ લાક્ષણિક ધર્મનું અથવા પીંડસ્થ વગેરે ધ્યાન અથવા પોતાના આત્માનું ચિંતવન કરવું. પછી છેલ્લે ઉભા થઇને કાયોત્સર્ગ કરી શરીરથી આત્માને જુદો જાણવો અને ઓછામાં ઓછા નવ વખત નમોકાર મંત્ર ભણી જેમ પ્રથમ સાષ્ટાંગ નમસ્કાર કર્યાં હતા તે પ્રમાણે સાષ્ટાંગ નમસ્કાર કરવા. એટલેસુધી સામાયિકની વિધિ છે. પછી ૧૭ પ્રકારના નિયમનો વિચાર કરવો હોય તો કરવો અને પછી રાત્રિ અને દીનમાં લાગેલા દોષોનો વિચાર કરવા પ્રતિક્રમણ અથવા આલોચના પાઠ ભણીને પ્રાયશ્ચિત્ત લેવું.



# સંસ્કૃત સામાયિક પાઠ.

सत्त्वेषु मैत्री गुणिषु प्रमोदं,
क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।
माध्यस्थभावं विपरीतवृत्तौ,
सदा ममात्मा विदधातु देव ॥ १ ॥

[ હરિગીત. ]

સૌ પ્રાણી આ સંસારના સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું મિત્ર કે વેરી હજો;
દુ:ખીઆ પ્રતિ કરૂણા અને દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ પામો હૃદયમાં સ્થિરતા. (૧)

હે દેવ ! હું એવું ઇચ્છું છું કે જગતના સર્વ જીવો મારા મિત્ર થાઓ, ગુણવાન મનુષ્યોના ગુણો તરફ મને હર્ષ પેદા થાઓ, દુ:ખી પ્રાણીઓ તરફ મને દયા ઉત્પન્ન થાઓ, અને મારા દુશ્મનો પ્રત્યે મને તટસ્થતા અથવા સમભાવ ઉત્પન્ન થાઓ.

शरीरतः कर्त्तुमनन्तशक्तिं,
विभिन्नमात्मानमपास्तदोषम् ।

जिनेन्द्र कोषादिव खड्गयष्टिं,
तव प्रसादेन ममास्तु शक्तिः ॥ २ ॥

અતિ જ્ઞાનવંત અનંત શક્તિ દોષહીન આ આત્મ છે,
એ મ્યાનથી તલવાર પેઠે શરીરથી વિભિન્ન છે;
હું શરીરથી જુદો ગણું એ જ્ઞાનબળ મુજને મળો,
ને ભીષણુ જે અજ્ઞાન મારૂં નાથ ! તે સત્વર ટળો. (૨)

હે ! દેવ આપની કૃપાથી મારા આત્મમાં એવું બળ આવો કે જેમ મ્યાનમાંથી તલવાર જુદી કરી શકાય છે તેમ અનંત શક્તિવાળા અને દોષ વિનાના મારા આત્માને હું મારા શરીરથી જુદો અનુભવી શકું.

दुःखे सुखे वैरिणि बन्धुवर्गे,
योगे वियोगे भवने वने वा ।
निराकृताशेषममत्वबुद्धेः,
समं मनो मेऽस्तु सदापि नाथ ॥ ३ ॥

સુખદુઃખમાં, અરિમિત્રમાં, સંયોગ કે વિયોગમાં,
રખડું વને વા રાજભુવને રાચતો સુખ ભોગમાં;
મમ સર્વકાળે સર્વ જીવમાં આત્મવત્ બુદ્ધિ બધી.
તું આપજે મુજ મોહ કાપી આ દશા કરૂણાનિધિ. (૩)

હે ! દેવ દુ:ખી કે સુખી અવસ્થામાં, દુશ્મન કે મિત્રવર્ગના સમુદાયમાં, સંયોગ કે વિયોગમાં, ઘરમાં કે વનમાં, દરેક સ્થિતિમાં મમત્વબુદ્ધિ એટલે રાગદ્વેષ છોડી દઇ મારૂં મન દરેક પ્રાણી પ્રત્યે સમભાવવાળું થાઓ.

**मुनीश ! लीनाविव कीलिताविव,**
**स्थिरौ निषाताविव बिम्बिताविव ।**
**पादौ त्वदीयौ मम तिष्ठतां सदा,**
**तमोधुनानौ हृदि दीपकाविव ॥ ४ ॥**

તુજ ચરણુ કમળનો દીવડો રૂડો હૃદયમાં રાખજે,
અજ્ઞાનમય અંધકારનો આવાસ તુરત બાળજે;
તદ્રૂપ થઇ તે દીવડે હું સ્થિર થઇ ચિત્ત બાંધતો,
તુજ ચરણયુગ્મની રજ મહિં હું પ્રેમથી નિત્ય ડૂબતો. (૪)

હે દેવ, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર આપના ચરણદિવાની માફક મારા હૃદયના ઉંડાણમાં એવી રીતે વસો કે તેમાં જાણે હું લીન થયો હોઉં, બંધાયો હોઉં સ્થિર થયો હોઉં, અગર પ્રતિબિંબ માફક તદ્રુપ થયો હોઉં.

**एकेन्द्रियाद्या यदि देव देहिनः,**
**प्रमादतः संचरता इतस्ततः ।**

**क्षता विभिन्ना मिलिता निपीडिता,**
**तदस्तु मिथ्या दुरनुष्ठितं तदा ॥ ५ ॥**

પ્રમાદથી પ્રયાણ કરીને વિચરતા પ્રભુ અહીં તહીં,
એકેન્દ્રિયાદિ જીવને હણતાં કદી ડરતો નહિં;
છેદી વિભેદી દુઃખ દઇ મેં ત્રાસ આપ્યો તેમને,
કરજો ક્ષમા મુજ કર્મહિંસક નાથ વિનવું આપને. (૫)

હે દેવ, પ્રમાદથી હરતાં ફરતાં મેં એકેન્દ્રિય આદિ જીવોનો નાશ કર્યો હોય, તેમને કાપ્યા હોય, દબાવ્યા હોય, અથવા બીજી રીતે દુઃખી કરી હિંસા કરી હોય તો મારા આવા વર્તનની મને માફી આપો.

**विमुक्तिमार्गप्रतिकूलवर्तिना,**
**मया कषायाक्षवशेन दुर्धिया ।**
**चारित्रशुद्धेर्यदकारि लोपनं,**
**तदस्तु मिथ्या मम दुष्कृतं प्रभो ॥ ६ ॥**

કષાયને પરવશ થઇ બહુ વિષયસુખ મેં ભોગવ્યા,
ચારિત્રના જે ભંગ વિભુ મુક્તિ પ્રતિકુળ થઇ ગયા,
કુબુદ્ધિથી અનિષ્ટ કિંચિત્ આચરણ મેં આદર્યું,
કરજો ક્ષમા સૌ પાપ તે મુજ રંકનું જે જે થયું. (૬)

હે દેવ ! મારૂં વર્તન મોક્ષ માર્ગ પર ચઢવા અનુકુળ નથી.

હું અજ્ઞાની છું. કષાય અને ઇંદ્રિયોને વશ છું. મેં મારા વ્રતનથી મારા ચરિત્રનો લોપ કર્યો હોય તો તે ખરાબ વર્તન આપ ક્ષમા કરશો.

**विनिन्दनालोचनगर्हणैरहं,**
**मनोवचः कायकषायनिर्मितम् ।**
**निहन्मि पापं भवदुःखकारणं,**
**भिषग्विषं मन्त्रगुणैरिवाखिलम् ॥ ७ ॥**

મન, વચન, કાય, કષાયથી કીધાં પ્રભુ મેં પાપ બહુ,
સંસારનાં દુઃખબીજ સૌ વાવ્યાં અરે હું શું કહું;
તે પાપને આલોચના નિંદા અને ધિક્કારથી,
હું ભસ્મ કરતો મંત્રથી જેમ વિષ જાતું વાદીથી. (૭)

સંસારનાં દુઃખોનું કારણ પાપ છે. મન, વચન, કાયા, અને કષાયને આધીન થઇ જે કાંઇ પાપ મેં કર્યું હોય તેની હું નિંદા કરૂં છું, મનન કરૂં છું, અને તિરસ્કાર કરૂં છું. વળી જેમ વાદી લોકો ઝેરનો મંત્રથી નાશ કરે છે તેમ આ પાપનો હું નાશ કરીશ.

**अतिक्रमं यं विमतेर्व्यतिक्रमं,**
**जनातिचारं सुचरित्रकर्म्मणः ।**

**व्यधादनाचारमपि प्रमादतः,**

**प्रतिक्रमं तस्य करोमि शुद्धये ॥ ८ ॥**

મુજ બુદ્ધિના વિકારથી કે સંયમના અભાવથી,
બહુ દુષ્ટ દુરાચાર મેં સેવ્યા પ્રભુ કુબુદ્ધિથી;
કરવું હતું તે ના કર્યું પ્રમાદ કેરા જોરથી,
સૌ દોષમુક્તિ પામવા માગું ક્ષમા હું હૃદયથી. (૮)

હે દેવ ! વિકારબુદ્ધિથી અને પ્રમાદથી મારા શુદ્ધ ચારિત્રમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર દોષ લાગ્યા હોય તો તે સર્વ પાપનો હું પશ્ચાતાપ કરૂં છું.

**क्षतिं मनःशुद्धिविधेरतिक्रमं,**

**व्यतिक्रमं शीलव्रतेर्विलंघनम् ।**

**प्रभोऽतिचारं विषयेषु वर्त्तनं,**

**वदन्त्यनाचारमिहातिशक्तिताम् ॥ ९ ॥**

મુજ મલીન મન જો થાય તો તે દોષ અતિક્રમ જાણતો,
વળી સદાચારે ભંગ બનતાં દોષ વ્યતિક્રમ માનતો;
ને અતીચારી સમજવો જે વિષય સુખમાં મ્હાલતો,
અતિ વિષયસુખ આસક્તને હું અનાચારી ધારતો. (૯)

જો મલીન મન થાય તો અતિક્રમ દોષ લાગે છે. સદાચારનો

ભંગ થાય તો વ્યતિક્રમ દોષ લાગે છે, વિષયસુખ ભોગવવામાં પ્રવૃત્તિ થાય તો અતિચાર દોષ લાગે છે, અને વિષયસુખમાં આસક્તિ થાય તો અનાચાર દોષ લાગે છે.

यदर्थमात्रापदवाक्यहीनं,
मया प्रमादाद्यदि किञ्चनोक्तम् ।
तन्मे क्षमित्वा विदधातु देवी,
सरस्वती केवलबोधलब्धिः ॥ १० ॥

મુજ વચન વાણી ઉચ્ચારમાં તલભાર વિનિમય થાય તો,
જો અર્થ માત્રા પદ મહીં લવ લેશ વધઘટ હોય તો;
યથાર્થ વાણીભંગનો દોષિત પ્રભુ હું આપનો,
આપી ક્ષમા મુજને બનાવો પાત્ર કેવળ બોધનો. (૧૦)

પ્રમાદથી અર્થ, માત્રા, પદ, અને વાક્યમાં ફેરફાર કરી જો મેં ઓછું અથવા વધારે કોઇને કહ્યું હોય તો મારા આ દોષને પ્રભુ ક્ષમા કરો, અને મને કેવળજ્ઞાનની પ્રાપ્તિ આપો.

बोधिः समाधिः परिणामशुद्धिः,
स्वात्मोपलब्धिः शिवसौख्यसिद्धिः ।
चिन्तामणिं चिन्तितवस्तुदाने,
त्वां वंद्यमानस्य ममास्तु देवी ॥ ११ ॥

પ્રભુવાણી ! તું મંગળમયી મુજ શારદા હું સમજતો,
વળી ઇષ્ટ વસ્તુ દાનમાં ચિંતામણી હું ધારતો;
સુબોધને પરિણામશુદ્ધિ સંયમને વરસાવતી,
તું સ્વર્ગના દિવ્ય ગીત સુણાવી મોક્ષ લક્ષ્મી અર્પતી. (૧૧)

હે પ્રભુ વાણી ! તું મનગમતા પદાર્થોનું દાન આપનાર ચિંતામણી રત્ન સમાન છે. હું તને પગે લાગું છું. તારી કૃપાથી મને ઉપદેશ, સારી ભાવનાઓ, આત્મસ્વરૂપનું જ્ઞાન, અને મોક્ષ-સુખની લક્ષ્મી મળો.

यः स्मर्य्यते सर्व्वमुनीन्द्रवृन्दैः,
यः स्तूयते सर्वनरामरेन्द्रैः ।
यो गीयते वेदपुराणशास्त्रैः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ १२ ॥

સ્મરણ કરે યોગીજનો જેનું ઘણા સન્માનથી,
વળી ઇંદ્ર નર ને દેવ પણ સ્તુતિ કરે જેની અતિ;
એ વેદ ને પુરાણ જેના ગાય ગીતો હર્ષમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૨)

જે પરમાત્માનું મુનિઓ સ્મરણ કરે છે, જેની મનુષ્યો, દેવતાઓ, અને ઇંદ્ર સ્તુતિ કરે છે, જેના વેદ, પુરાણ અને શાસ્ત્રો ગુણગાન કરે છે, તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરો.

योो दर्शनज्ञानसुखस्वभावः,
समस्तसंसारविकारबाह्यः ।
समाधिगम्यः परमात्मसंज्ञः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ १३ ॥

જેનું સ્વરૂપ સમજાય છે સદ્જ્ઞાન દર્શન યોગથી,
ભંડાર છે આનંદના જે અચળ છે વિકારથી;
પરમાત્મની સંજ્ઞા થકી ઓળખાય જે શુભ ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૩)

જે દેવ અનંત સુખ, અનત દર્શન, અને અનંત સુખના સ્વભાવવાળા છે, જે સંસારના વિકારો રહિત છે, જે ધ્યાનથી જોઇ શકાય છે, અને જે પરમાત્માના નામથી ઓળખાય છે, તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરો.

निषूदते यो भवदुःखजालम्,
निरीक्षते यो जगदन्तरालम् ।
योऽन्तर्गतो योगिनिरीक्षणीयः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ १४ ॥

જે કઠિન કષ્ટો કાપતા ક્ષણવારમાં સંસારનાં,
નિહાળતા જે સૃષ્ટિને જેમ બોરને નિજ હસ્તમાં;

યોગી જનોને ભાસતા જે સમજતા સૌ વાતમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૪)

જે પ્રભુએ જન્મમરણનાં દુઃખોનો નાશ કર્યો છે, જે જગતના અંતરના ભાગને પણ દેખી રહ્યા છે, જે દરેકના મનની વાતોને જાણી રહ્યા છે, અને જેનાં દર્શન મુનિઓ કરી શકે છે, તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરે.

**विमुक्तिमार्गप्रतिपादको यो,**
**यो जन्ममृत्युव्यसनाद्व्यतीतः ।**
**त्रिलोकलोकी विकलोऽकलङ्कः,**
**स देवदेवो हृदये ममास्ताम् ॥ १५ ॥**

જન્મો મરણના દુઃખને નહિ જાણતા કદી જે પ્રભુ,
જે મોક્ષપથદાતાર છે ત્રિલોકને જોતા વિભુ;
કલંકહિન દિવ્ય રૂપ જે રહેતું નહિ પણ ચંદ્રમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૫)

જે દેવ મોક્ષના માર્ગને બતાવે છે, જે જન્મમરણના દુઃખથી રહિત છે; ત્રણ લોકને જોઈ રહ્યા છે, જે નિરંજન અને કલંક વિનાના છે, તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરો.

**क्रोडीकृताशेषशरीरिवर्गाः,**
**रागादयो यस्य न सन्ति दोषाः ।**

निरिन्द्रियो ज्ञानमयोऽनपायः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ १६ ॥

આ વિશ્વના સૌ પ્રાણી પર શુદ્ધ પ્રેમ નિઃસ્પૃહ રાખતા,
નહિં રાગ કે નહિં દ્વેષ જેને અસગ ભાવે વર્તતા;
વિશુદ્ધ, ઇંદ્રિય શૂન્ય જેવા જ્ઞાનમય છે રૂપમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૬)

જે દેવે સર્વ પ્રાણીને નિઃસ્પૃહ સ્નેહથી પોતાના કર્યા છે. જેને રાગદ્વેષ વિગેરે દોષો નથી, જેને ઇંદ્રિયો તથા મન નથી, જે જ્ઞાન સ્વરૂપ છે, તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરો.

यो व्यापको विश्वजनीनवृत्तेः,
सिद्धो विबुद्धो धुतकर्मबन्धः ।
ध्यातो धुनीते सकलं विकारं,
स देवदेवो हृदये ममास्ताम् ॥ १७ ॥

ત્રિલોકમાં વ્યાપી રહ્યા છે, સિદ્ધ ને વિબુદ્ધ જે,
નહિ કર્મ કેરા બંધ જેને ધૂર્ત સમ ધૂતી શકે;
વિકાર સૌ સળગી જતા મન મસ્ત થાતાં ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા સિદ્ધ વસજો હૃદયમાં. (૧૭)

જે સર્વ જગતના પદાર્થોમાં (જ્ઞાનની અપેક્ષાએ) વ્યાપક છે,

જે સિદ્ધ અને બુદ્ધ છે, કર્મનાં બંધનોનો જેમણે નાશ કર્યો છે, જેમનું ધ્યાન ધરવાથી મારા વિકારોનો નાશ થાય છે તે દેવના દેવ મારા હૃદયમાં નિવાસ કરો.

**न स्पृश्यते कर्मकलंकदोषैः,**
**यो ध्वान्तसंघैरिव तिग्मरश्मिः ॥**
**निरञ्जनं नित्यमनेकमेकं,**
**तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ १८ ॥**

તિમિર કેરો સ્પર્શ તલભર થાય નહિં જ્યમ સૂર્યને,
તેમ દુષ્કલંકો કર્મના અડકી શકે નહિ આપને;
જે એક ને બહુરૂપ થઈ વ્યાપી બધે વિરાજતો,
તેવા સુદેવ સમર્થનું સાચું શરણ હું માગતો. (૧૮)

જેમ સૂર્યને ગાઢ અંધકાર સ્પર્શ કરી શકતો નથી, તેવી રીતે કર્મના દોષો તે દેવને સ્પર્શ કરી શકતા નથી. જે નિરંજન, વસ્તુની અપેક્ષાએ નિત્ય, દ્રવ્યની અપેક્ષાએ એક, અને ગુણોની અપેક્ષાએ અનેક રૂપ છે તે દેવનું શરણ મને પ્રાપ્ત થાઓ.

**विभासते यत्र मरीचिमाली,**
**न विद्यमाने भुवनावभासी ।**
**स्वात्मस्थितं बोधमयप्रकाशं,**
**तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ १९ ॥**

રવિતેજ વીણુ પ્રકાશ જે ત્રણુ ભવનને અજવાળતો,
તે જ્ઞાનદીપપ્રકાશ તારા આત્મમાં શું દીપતો;
જે દેવ મંગળ બોધ મીઠા મનુજને નિત્ય આપતો,
તેવા સુદેવ સમર્થનું સાચું શરણુ હું માગતો. (૧૯)

સૂર્યના પ્રકાશ વિના જગતને પ્રકાશ આપે તેવો જ્ઞાનદીપ જેમાં હંમેશાં બળ્યા કરે છે અને જે નિશ્ચય મનથી પોતાના આત્મમાં રહેલા જ્ઞાનમય પ્રકાશસ્વરૂપ છે તેવા હિતકર દેવનું શરણુ મને પ્રાપ્ત થાઓ.

विलोक्यमाने सति यत्र विश्वं,
विलोक्यते स्पष्टमिदं विविक्तम् ।
शुद्धं शिवं शान्तमनाद्यनन्तं,
तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ २० ॥

જો થાય દર્શન સિદ્ધનાં તો વિશ્વદર્શન થાય છે,
જેમ સૂર્યના દીવા થકી સૌ સ્પષ્ટતા દેખાય છે;
અનંત અનાદિ દેવ જે અજ્ઞાનતિમિર ટાળતો,
તેવા સુદેવ સમર્થનું સાચું શરણુ હું માગતો. (૨૦)

જેને જોવાથી આખું જગત સાફ દેખાય છે, જે શુદ્ધ, કલ્યાણુકારી, શાંત તથા આદિ અને અંત વિનાના છે, તે હિતકર દેવનું શરણુ મને પ્રાપ્ત થાઓ.

येन क्षता मन्मथमानमूर्च्छा,
विषादनिद्राभयशोकचिन्ता ।
क्षयाऽनलेनेव तरुप्रपञ्च,
स्तंदेवमाप्तं शरणं प्रपद्ये ॥ २१ ॥

જેણે હણ્યા નિજ બળ વડે મન્મથ અને વળી માનને,
જેણે હણ્યા આ લોકના ભય, શોક, ચિંતા મોહને;
વિષાદ ને નિદ્રા હણ્યા જયમ અગ્નિ વૃક્ષો બાળતો,
તેવા સુદેવ સમર્થનું સાચું શરણ હું માગતો. (૨૧)

જેમ અગ્નિ ઝાડોના સમુદાયનો નાશ કરે છે તેમ જે દેવે કામદેવ, માન, મોહ, ખેદ, નિદ્રા, ભય, શોક અને ચિંતાનો નાશ કર્યો છે તે હિતકર દેવનું શરણ મને પ્રાપ્ત થાઓ.

न संस्तरोऽश्मा न तृणं न मेदिनी,
विधानतो नो फलको विनिर्म्मितम् ।
यतो निरस्ताक्षकषायविद्विषः,
सुधीभिरात्मैव सुनिर्मलो मतः ॥ २२ ॥

હું માગતો નહિં કોઇ આસન દર્ભ, પત્થર, કાષ્ટનું,
મુજ આત્મના નિર્વાણ કાજે યોગ્ય આસન આત્મનું;

આ આત્મ જો વિશુદ્ધ ને કષાય દુશ્મન વિણ જો,
અમૂલ્ય આસન થાય છે શુભ સાધવા સમાધિ તો. (૨૨)

આત્માના ધ્યાન માટે પત્થર, ઘાસ કે લાકડાના આસનની ખાસ જરૂર નથી. પણ વિદ્વાનો એમ માને છે કે જે આત્મામાં વિષયો અને કષાય રૂપ શત્રુઓ નથી એવો નિર્મળ આત્મા એ ખરૂં આસન છે.

न संस्तरो भद्रसमाधि साधनं,
न लोकपूजा न च संघमेलनम् ।
यतस्ततोऽध्यात्मरतो भवानिशं,
विमुच्य सर्व्वामपि बाह्यवासनाम् ॥ २३ ॥

મેળા બધા મુજ સંઘના ન લોકપૂજા કામની,
જગબાહ્યની નહિં એક વસ્તુ કામની મુજ ધ્યાનની,
સંસારની સૌ વાસનાને છોડ વ્હાલા વેગથી,
અધ્યાત્મમાં આનંદ લેવા યોગ્ય બળ લે હોંશથી. (૨૩)

હે ભદ્ર ! ખરી રીતે જોતાં ધ્યાનનું ( સામાયિકનું) સાધન આસનીયું, લોકોની પુજા, કે ચારે સંઘનું સંમેલન એવી કોઇ બાહ્ય વસ્તુ નથી; માટે તું બહારની સર્વ વાસનાને છોડીને અધ્યાત્મમાં હંમેશાં આનંદ માન.

न सन्ति बाह्या मम केचनार्थाः,
भवामि तेषां न कदाचनाहम् ।
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं,
स्वस्थः सदा त्वं भव भद्र मुक्त्यै ॥ २४ ॥

આ જગતની કો વસ્તુમાં તો સ્વાર્થ છે નહિં મુજ જરી,
વળી જગતની પણ વસ્તુઓનો સ્વાર્થ મુજમાં છે નહિં;
આ તત્વને સમજી ભલા તું બાહ્યનો મોહ છોડજે,
શુભ મોક્ષનાં ફળ ચાખવા નિજ આત્મમાં તું સ્થિર થજે. (૨૪)

હે ભદ્ર ! જગતના કોઇ પદાર્થો મારા નથી તેમ હું પણ તેમનો નથી. આમ નિશ્ચય કરીને તું બાહ્ય વસ્તુઓ પર મોહ છોડી મોક્ષ મેળવવા તારા મૂળ આત્મસ્વભાવમાં રહે.

आत्मानमात्मन्यविलोक्यमान-
स्त्वं दर्शनज्ञानमयो विशुद्धः ।
एकाग्रचित्तः खलु यत्र तत्र,
स्थितोपि साधुर्लभते समाधिम् ॥ २५ ॥

જ્ઞાનમય વિશુદ્ધ આત્મ સ્વ આત્મથી જોવાય છે,
શુભયોગમાં સાધુ સકળને અનુભવ આ થાય છે;
નિજ આત્મમાં એકાગ્રતા સ્થિરતા વળી નિજ આત્મમાં,
અખંડ સુખને સાધવા તું આત્મથી જો આત્મમાં. (૨૫)

આ આત્મા જ્ઞાનમય, દર્શનમય, અને નિર્મળ છે, અને પોતે જ પોતાને જોઇ શકે છે. જ્યારે કોઈ પણ મુનિ પોતાનું ચિત્ત એકાગ્ર કરી ધ્યાન ધરે છે ત્યારે તે સમાધિ સમભાવને પ્રાપ્ત કરે છે.

**एकः सदा शाश्वतिको ममात्मा,**
**विनिर्मलः साधिगमस्वभावः ।**
**बहिर्भवाः सन्त्यपरे समस्ताः,**
**न शाश्वताः कर्मभवाः स्वकीयाः ॥ २६ ॥**

આ આત્મ મારો એક ને શાશ્વત નિરંતર રૂપ છે,
વિશુદ્ધ નિજ સ્વભાવમાં રમી રહ્યો છે નિત્ય તે;
વિશ્વની સહુ વસ્તુનો નિજકર્મ ઉદ્‌ભવ થાય છે,
નિજકર્મથી વળી વસ્તુનો વિનાશ વિનિમય થાય છે. (૨૬)

મારો આત્મા નિરંતર એક, અવિનાશી, નિર્મળ અને કેવળ જ્ઞાનના સ્વભાવવાળો છે. મારા આત્મા બહાર રહેલા તમામ પદાર્થો પોતાનાં કર્મોના નિમિત્તથી પેદા થએલા છે, અને તે નાશવંત છે.

**यस्यास्ति नैक्यं वपुषापि सार्द्धं,**
**तस्यास्ति किं पुत्रकलत्रमित्रैः ।**

पृथक्कृते चर्मणि रोमकूपाः ।
कुतो हि तिष्ठन्ति शरीरमध्ये ॥ २७ ॥

જે આત્મ જોડે એકતા આવી નહિ આ દેહની,
તે એકતા શું આવશે સ્ત્રી, પુત્ર, મિત્રો, સાથની;
જો થાય જુદી ચામડી આ શરીરથી ઉતારતાં,
તો રોમ સુંદર દેહપર પામે પછી શું સ્થિરતા ? (૨૭)

જે આત્માને પોતાના દેહ સાથે સંબંધ નથી તેને સ્ત્રી, પુત્ર, મિત્રો સાથે સંબંધ કેવી રીતે હોઈ શકે ? જો શરીર ઉપરથી ચામડી ઉતારી નાખવામાં આવે તો વાળનાં છિદ્રો તેમાં કેવી રીતે રહી શકે ? કેમકે છિદ્રો તે ચામડીના આશ્રયે જ રહેલા છે.

संयोगतो दुःखमनेकभेदं,
यतोऽश्नुते जन्म वने शरीरी ।
ततस्त्रिधासौ परिवर्जनीयो,
यियासुना निर्वृतिमात्मनीनाम् ॥ २८ ॥

આ વિશ્વની કો વસ્તુમાં જો સ્નેહબંધન થાય છે,
તો જન્મ મરણના ચક્રમાં ચેતન વધુ ભટકાય છે;
મુજ મન, વચન, ને કાયનો સંયોગ પરમાં છોડવો,
શુભ મોક્ષના અભિલાષનો આ માર્ગ સાચો જાણવો. (૨૮)

સંસારના પદાર્થોમાં સ્નેહ બાંધવાથી આ જીવ જન્મ મરણ રૂપી વનમાં અનેક જાતનાં દુઃખો ભોગવે છે, માટે મોક્ષના ઇચ્છનાર મનુષ્યે મન, વચન અને કાયાથી તે પદાર્થોમાં સ્નેહ બાંધવો નહિં.

सर्वं निराकृत्य विकल्पजालं,
संसारकान्तारनिपातहेतुम् ।
विविक्तमात्मानमवेक्ष्यमाणो,
निलीयसे त्वं परमात्मतत्त्वे ॥ २९ ॥

સંસાર રૂપી સાગરે જે અવનતિમાં લઇ જતી.
તે વાસનાની જાળ પ્યારા તોડ સંયમ જોરથી;
વળી બાહ્યથી છે આત્મ જુદો ભેદ મોટો જાણવો,
તલ્લીન થઇ ભગવાનમાં ભવપંથ વિકટ કાપવો. (૨૯)

સંસાર રૂપી વનમાં ભટકાવનારી વાસનાની જાળને તજી દઇ મારો આત્મા બાહ્યથી (બહારના પદાર્થોથી) જુદો છે એવું તેનું સ્વરૂપ છે તેમ વિચારી પરમાત્માનું એક ચિત્તથી ધ્યાન ધર.

स्वयं कृतं कर्म यदात्मना पुरा,
फलं तदीयं लभते शुभाशुभम् ।
परेण दत्तं यदि लभ्यते स्फुटं,
स्वयंकृतं कर्म निरर्थकं तदा ॥ ३० ॥

કર્મો કર્યાં જે આપણે ભુત કાળમાં જન્મો લઈ,
તે કર્મનું ફળ ભોગવ્યા વિણ માર્ગ એકે છે નહિં;
પરનું કરેલું કર્મ જો પરિણામ આપે મુજને,
તો મુજ કરેલા કર્મનો સમજાય નહિં કંઇ અર્થને. (૩૦)

પૂર્વ ભવમાં આત્માએ જે કાંઇ કર્મ કર્યું છે તેનાં શુભ અથવા અશુભ ફળ પોતે જ ભોગવે છે. જો બીજાનું આપેલ ફળ આપણને મળતું હોય તો આપણે કરેલ કર્મનો કાંઇ અર્થ નથી; એટલે આપણાં કામ પ્રયોજન વિનાનાં થઇ જાય છે.

**निजार्जितं कर्म विहाय देहिनो,**
**न कोपी कस्यापि ददाति किंचन।**
**विचारयन्नेवमनन्यमानसः,**
**परो ददातीति विमुच्य शेमुषीम् ॥ ३१ ॥**

સંસારનાં સૌ પ્રાણીઓ ફળ ભોગવે નિજ કર્મનું,
નિજકર્મના પરિપાકનો ભોક્તા નહિ કો આપણું;
લઈ શકે છે અન્ય તેને છોડ તું ભ્રમણા બુરી,
પ્રભુધ્યાનમાં નિમગ્ન થા તુજ આત્મનો આશ્રય કરી. (૩૧)

આ સંસારમાં જીવો પોતાનાં જ કરેલ કર્મનું ફળ ભોગવે છે, તે સીવાય બીજું કોઇ કોઇને પણ કાંઇ આપતું નથી. આમ વિચાર કરી બીજા આપી શકે છે એવા ખ્યાલનો ત્યાગ કરી તું એક ચિત્તથી ધ્યાન ધર.

यैः परमात्माऽमितगतिवन्द्यः,
सर्वविविक्तो भृशमनवद्यः ।
शश्वदधीते मनसि लभन्ते,
मुक्तिनिकेतं विभववरं ते ॥ ३२ ॥

શ્રી અમિતગતિ  અગમ્ય પ્રભુજી ગુણુ અસીમ છે આપના,
હૃદયથી આ દાસ તારો ગુણુ ગાય તુજ સામર્થ્યના;
પ્રકટતા જો ગુણુ બધા મુજ આત્મમાં સદ્ભાવથી,
શુભ મોક્ષને વરવા પછી પ્રભુ વાર ક્યાંથી લાગતી ?   (૩૨)

જે જીવ અપાર જ્ઞાનવાળા પ્રભુને (અથવા આ કાવ્યના કર્તા અમિતગતિ સુરીને) નિરંતર એક ધ્યાનથી સારી રીતે ભજે છે તે જીવ મોક્ષની ઉત્તમ લક્ષ્મીને પામે છે; મતલબ કે પ્રભુના ભજનથી તેના ગુણો આપણા આત્મામાં પ્રકટ થવાથી મોક્ષ મળે છે.

इति द्वात्रिंशतावृत्तैः, परमात्मानमीक्षते ।
योऽनन्यगतचेतस्को, यात्यसौ पदमव्ययम् ॥ ३३ ॥

દોહરો.

બત્રીસ ચરણનું આ બન્યું  મંગળ  સુંદર  કાવ્ય;
અનુભવતાં એક ધ્યાનથી  મોક્ષ ગતિ જીવ જાય. (૩૩)

બત્રીસ પદના આ સુંદર કાવ્ય દ્વારા જે જીવો પરમાત્માના ગુણોનો એક ચિત્તથી અનુભવ કરે છે તેઓ મોક્ષ પદને પ્રાપ્ત કરે છે.

[ સમાપ્ત ]

# શુદ્ધિપત્રક.

નીચેની ભુલો સુધારી લેવા વિનંતિ છે

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨ | जनातिचारं | जिनातिचारं |
| ૨૦ | ૯ | સુખ | જ્ઞાન |

## એક અરજ.

જે મિત્રો, સદ્‌ગૃહસ્થો અને બ્હેનોને આ ગ્રન્થ પૈસા લીધા સિવાય મોકલવામાં આવે તેઓએ તેની કિંમતના પૈસા પોતાને યોગ્ય લાગે તેવા પરોપકારના કામમાં વાપરવા વિનંતિ છે.

અનુવાદક.